# વાયસદૂત

(રાષ્ટ્રપ્રેમી વિદ્યાર્થીનો પોતાના ગુરુને
કાગડા સાથે સંદેશ)



કર્તા અને પ્રકાશક
વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા, મુલુન્ડ.
'સત્યાગ્રહ ગીતા'ના કર્તા.

આવૃત્તિ પ્રથમ ] [ પ્રત ૫૦૦

કિંમત— { ખાદીથી ભડકતા દેશદ્રોહી માસ્તરો માટે એક આનો અને ખાદીધારી [illegible] ભાઈઓ અને બહેનો માટે અર્ધો આનો.

સંવત્ ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૦

પ્રકાશક: વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા
વીરજી ગંગાજરનો બંગલો. મુલુન્ડ-
(જી. આઈ. પી. રેલ્વે)

મુદ્રક: નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ-કોટ,
મુંબાઈ નં. ૧.

# अर्पणपत्रिका



જેમના પિતાશ્રીએ ગાંધીજીની હાકલને માન આપી વકીલાતને તિલાંજલિ આપી છે, જેમના માતુશ્રી રમીબેન કામદારે દેશને માટે જેલનિવાસ સેવેલ છે, જેમના વડીલ બંધુએ મોટાં પગારની સરકારી નોકરી છોડી પોતાનું દેશાભિમાન દર્શાવેલ છે અને જેમણે સરકારી શાળાનો ત્યાગ કરી પોતાની રાષ્ટ્રભાવનાં યથાર્થ કરી વિદ્યાર્થીજીવનનો ઉપયોગ દેશોન્નતિના કાર્ય માટે કરેલ છે એવા

**કુમાર પ્રતાપસિંહ મોરારજી કામદારને**

મારી આ લઘુ કૃતિ અર્પણ કરું છું.

તા૦ ૧૦–૧૨–૩૦ કર્તા

**વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા.**

# वायसदूत

(એક રાષ્ટ્રપ્રેમી વિદ્યાર્થીનો પોતાના ગુરુને
કાગડા દ્વારા સન્દેશ)

## પૂર્વાર્ધ

### મન્દાક્રાન્તાવૃત્ત

કોઈ નાના ચપલમતિના બાળકે કોઈ કાળ,
"ખાદી ટોપી નહિ શિરપરે રાખવી" એ સમાન;
શાળાકેરા અધિપતિતણા દેખી જુલ્મો અનેક,
છોડી શાળા ઝટપટ દીધી પાળવા સત્યટેક. ૧

તેની પ્રીતિ નિજ ગુરુ પ્રતિ નાશ પામી હતી ના,
દેશપ્રીતિ હતી હૃદયમાં, તેથી બીજી ગતિ ના;
ઇચ્છા તેની હતી ગુરુ પ્રતિ કાંઇ સન્દેશ દેવા,
સૌથી તેને રુચિકર હતી રાષ્ટ્ર કેરીજ સેવા.– ૨

ગુરુ પાસે જઇ ન કથવા ધૈર્ય તેમાં હતું રે,
તેની જિહ્વા થકી બળ બધું તેથી ચાલ્યું જતું રે;
શ્રાદ્ધોકેરા દિવસ પછીથી વિપ્રને હર્ષ દેતા,
આવ્યા ત્યારે બહુ બહુ દીઠા કાગડા પિંડ લેતા.– ૩

'કા કા' શબ્દે થઇ હૃદયમાં પ્રેરણા બાળકેરા,
સન્દેશાનાં વચન કથવા કાગ સાથે ઘણેરાં;
પક્ષીઓમાં અતિ ચતુર એ કાગડો તો જણાય,
તેથી નિત્યે સહુ જન વડે કાક ઋષિ ગણાય.– ૪

તેને દેખી મન નવનવા રમ્ય વિચાર થાતા,
ગુરૂજીના ગુણગણ બધા યાદ આવી જતા'તા;
બોલ્યો ધીમે મધુર વચને બાળ તે કાગ પાસ,
"બંધુ ! તુંને નીરખી મનમાં હર્ષનો થાય વાસ.– ૫

પિતૃ પાસે સહુ લઇ જતો શ્રાદ્ધના પિંડ સારા,
આપે પિતૃગણ તુજ પ્રતિ આશિષો રે અમારા;
પિતૃઓની સમીપ જતી તું છો અમારી ટપાલ,
એના માટે નહિ તું બદલો માગતો કોઇ કાલ.– ૬

ક્યાં પિતૃઓ અમ વસી રહ્યા, એ ન કો'થી કળાય.
તારી શક્તિ અકલિત ખરે વર્ણવી કેમ જાય ?
અગ્નિ રૂપી મુખ થકી મળે દેવને જેમ ભોગ,
તારી ચંચૂ થકી મળી જતા પિતૃને તેમ ભોગ.– ૭

"લાડુ પેંડા, ખરરી પુરી કે શું મિઠો દૂધપાક,
લાવ્યો છો તું અમ વદનને રૂચતાં કોઇ શાક ?"
પૂછે તુંને પિતૃજન બધા દેખીને આવતો રે,
હિતેચ્છુનાં વદન નીરખી હર્ષ સૌને થતો રે.– ૮

બંધુ ! તારા મહીં રૂડી દીસે સર્વદા એક દષ્ટિ,
લોકો માંહે પણ ન દીસતી સર્વથા એકદૃષ્ટિ;
તેથી આજે ભરતભૂમિની આવી છે પાયમાલી,
તારા જેવા ગુરૂ નહિ મળે તેથી આ પાયમાલી.– ૯

તારી જાતિ મહીં નહિ દીસે વર્ણનો ભેદ કાંઇ,
ઝાઝા દીસે ભરતભૂમિમાં વર્ણના ભેદ ભાઇ !
તારી જાતિ અતિશય દીસે સંપીલી તે થકી જ,
એના વિના ભરતભૂમિની દુર્દશા દીસતી જ.–૧૦

તારી આપે બહુજન પ્રતિ માણુસો ઉપમા રે,
 તેના માટે નથી કદિ રજા માંગતાં માણસો રે;
દેખાડી તું તુજ સુજનતા, કોર્ટમાં ના જતો રે,
 તારા ગુણો તણી જીભ વડે શું કરૂં હું પ્રશંસા ?—૧૧

આવી તારી જગતભરમાં છે વડાઇ અપાર,
 તારૂં કાળું શરીર નીરખી કૈંક થાતા વિચાર;
દુઃખો કેરો તુજ હૃદયમાં અગ્નિ શું ધૂંધવાતો ?
 જેથી કાળું શરીર દીસતું એમ વિચાર થાતો.—૧૨

રાખું છું હું તકલીફ તને આપવાને વિચારો,
 જો કે પિતૃ પ્રતિ ગમનનો પંથ છે દીર્ઘ તારો;
મારૂં જો આ અતિ ઉલટથી કામ સાધી શકીશ,
 તો હું નક્કી ઉપકૃતિ નહિ કાંઇ ! ભૂલી શકીશ.—૧૩

તારો માળો સરસ રચવા યત્ન હું તો કરીશ,
 ને ખાવાને તુજ મનરૂચ્યા હું પદાર્થો ધરીશ;
મારાં આખાં ઉપવન મહીં ઊડજે તું સદાયે,
 શંકા ચિત્તે નહિ તું ધરજે કાંઇ તેમાં જરાયે.—૧૪

ગાંધીજીનાં વચન થકી રે આજ જાગી લડાઇ,
 તેમાં મારી પ્રીતિ રહી અતિ, ના કરૂં હું બડાઇ;
તુંયે વાસી ભારતભૂમિનો, તેથી છે ફર્જ તારી,
 આ સંદેશો ઝટ લઇ જવા દેશનું હિત ધારી.—૧૫

જો સંદેશો મુજ ગુરૂ કદિ ભાવથી સાંભળે તો,
 ને આ સત્યાગ્રહસમરમાં ભાગ લેવા મથે તો;
તારી કીર્તિ તણી જગતમાં વૃદ્ધિ નક્કી થવાની,
 ને ચિન્તાઓ મુજ મન તણી સર્વ ભાગી જવાની—.૧૬

વ્હાલા બંધુ ! મુજ ગુરૂ તણો કોર્ટમાં છે નિવાસ,
તારા બંધુ પ્રતિ ગુરૂ હશે નાંખતા કાગવાસ;
આજે તેના પ્રિય જનકના શ્રાદ્ધનો દિન છે રે,
તું પિંડોને નહિ અડકજે કેદશત્રુ થવાને-૧૭

આ ચોપાટી સમીપ ઉદધિ ગર્જતો વાયુવેગે,
માનું, મારૂં વચન સુણીને કાક ! ટેકો દીએ છે;
ગાંધીજીનાં વચન સઘળાં પાળતાં આજ દીસે,
"ખાદી વસ્ત્રો નહિ શિર ધરે કેદશત્રુ અતિશે."-૧૮

દુકાનોમાં પુરી કચિ વડાં જોઇ ચોપાટી પાસે,
લોભાયે જો તુજ મન કદિ વારજે કાક તેને;
ઇન્દ્રિયોનો અહીં જગતમાં જે બને છે ગુલામ,
તેના માથે બહુજ પડતા ડુંગરો આપદાના.-૧૯

જેવી રીતે નિજ બિલ થકી નાગણી વેગવાળી,
દોડી જાતી ત્યમ નિરખશે કાક, તું રેલગાડી;
વાયુ કેરી હરીફ બનવા ઇચ્છતી એ જણાતી,
કે શું કોઇ વિરહિણી પતિ દેખીને દોડી જાતી ?-૨૦

શું હાથીના શિશુગણ અહીં કોઇ દોડી રહ્યા છે ?
કે શું ઝાઝા મૂષકગણ આ શીઘ્ર ખેલી રહ્યા છે ?
શું ભેંસો આ તરૂણ વયની કોઇ દોડી રહી છે ?
શંકા થાશે ગગન ઉડતાં મોટરોને નિહાળી.-૨૧

દૂરે જાતાં પછી નીરખશે કાક, મોટું સ્મશાન,
"કોઇ લોકો નથી અમર" એ આપતું નિત્ય ભાન;
ચીતામાંથી બહુ નીકળતા ધૂમ્રગોટા નિહાળી,
જાણી તેને કબુતર સખે ! પાસ તેની જતો ના.-૨૨

મોટું સત્યાગ્રહસમરનું ક્ષેત્ર આઝાદ નામે,
  જાતાં તારી નજર પડશે કાકા ! રે, ફોર્ટ સામે;
જ્યાં લાઠીના બહુજ ફટકા વીરવૃન્દે ઝીલ્યા'તા,
  દેશપ્રીતિ થકી સુખ બધાં તુચ્છ જેણે ગણ્યાંતાં.—૨૩

ત્યાંથી જાતાં રમણીય મહામાર્ગ તું ફોર્ટ કેરા,
  ગાડી ટ્રામો થકી ગરજતાં જોઇને મુગ્ધ થાશે;
ચારે બાજુ ગગનચૂમતા હર્મ્ય દીસે અનેક,
  જાણે ભેદી મહીતલ ઉભા કોઇ પાતાલલોક.—૨૪

મારા ગુરૂ તણું ઘર દીસે પોસ્ટ ઓફીસ સામે,
  દાણા જેની સમીપ ચણતાં પંખીડાં હર્ષ પામે;
તેની ચારે તરફ રૂડી રે વાટિકા એક નાની,
  એ દેખીને મુજ ગુરૂ તણું ધામ જાણી શકીશ.—૨૫

ઇતિ પૂર્વાર્ધ

---

# वायसदूत

## ઉત્તરાર્ધ

### મન્દાક્રાન્તાવૃત્ત.

ગુરૂજીના ઘર મહીં મહાદેવી જેવી વસે છે,
પત્ની જેનાં ઉર ઉછળતી રાષ્ટ્રની ભાવનાઓ;
ખાદી સાડી શરીર ઉપરે કેસરી પ્હેરતી એ,
અગ્નિજ્વાલા મહીં વિલસતી પદ્મિની શી દીસે છે.— ૧

એના જેવી કુલયુવતીઓ દેશશોભાસમાન,
એના જેવી રમણીથી વધે દેશનું સર્વ માન;
એ દેવીથી મુજ ગુરૂ દીપે દેવી દીપે ગુરૂથી,
ગંગાસંગે હિમગિરિસમું જોડલું એ દીપે છે.— ૨

એનાં વાક્યો અમૃતમધુરાં પૂર જાણે દયાનાં,
દીસે છે એ અવનિ ઉપરે શારદા દેવી જેમ;
સીતાની એ અનુકૃતિ કરે શુભ ચારિત્ર્યવાળી,
દેખી એને તુજ હૃદયમાં પૂજ્યભાવો થશે જ.— ૩

ગુરૂજીનાં શરીર ઉપરે વસ્ત્ર વિદેશીકેરાં,
વારે વારે મુખથી નીકળે શબ્દ ઇંગ્લિશકેરા;
મસ્કા થેવા મુજ ગુરૂ તણું ચિત્ત ઇચ્છે સદાયે,
દેશપ્રીતિ ગુરૂહૃદયમાં દીસતી ના જરાયે.— ૪

બાપા કેરૂં મુજ ગુરૂજીએ શ્રાદ્ધ આજે સરાવ્યું,
શોભીતું છે કટિતટપરે રેશમી વસ્ત્ર એક;
પિંડો હાથે લઇ ગુરૂજી તો થાળીમાંથી અકેક,
તારા બંધુજન પ્રતિ હવે નાંખતા ઉચ્ચ શબ્દે.— ૫

પ્રીતિભર્યાં વચન વદીને લાવજે બંધુઓને,
પિંડો લેતાં, મુજ ગુરૂજીને જાણુ હું દેશશત્રુ;
'હા હા' શબ્દે પછીથી ગુરૂનું ધ્યાન ખેંચી જ કાંઇ,
ધીરે ધીરે અતિ વિનયથી બોલજે આમ ભાઇ !— ૬

“છે વિદ્યાર્થી, તમપર રહી પ્રીતિ જેની અતિશે,
તેણે કીધાં કંઇ વચન છે આપને આપવાનાં;
હું તો તેનો દૂત બની અહીં આપની પાસ આવું,
મારા વિના તમ પિતૃ તણી કોઇ ના ભૂખ ભાગે.— ૭

મોટાઓએ ગ્રહણ કરવી સર્વદા સત્ય વાત,
નાના મોટા જન પ્રતિ નહિ રાખવો ભેદ એમાં;
એવાં વાક્યો સુણી તમ રૂડાં શિષ્ય એ આપનો રે,
સન્દેશાનાં વચન થકી આ સૂચનાઓ દીએ છે.— ૮

ઋષિઓનાં વચન પર છે આપને પૂર્ણ માન,
મોકલ્યો છે કુશળ દૂત આ કાગઋષિસમાન;
નાનાઓના બહુ વચનનો ના પડે રે પ્રભાવ,
તેને તેથી તકલીફ લીધી આવવા આપ પાસ.— ૯

એ ઋષિનાં વચન સુણતાં આપને હર્ષ થાશે,
વિદેશીનો ઝટ હૃદયથી મોહ ચાલ્યો જ જાશે;
આ સન્દેશો મુજ મનતણા ભાવથી છે ભરેલ,
તેના માટે બહુ દિન સુધી મેં વિચારો કરેલ.—૧૦

દેશપ્રીતિ ધરી રણુ મહીં રાષ્ટ્રસ્વાતંત્ર્યકેરા,
સર્વે સત્યાગ્રહી બની જઈ ભોગ આપે અનેરા;
બાપો કેરી મિલકત તણી કોઇ રાખે ન ચિન્તા,
સર્વેના છે પણ હૃદયમાં દેશની માત્ર ચિન્તા.—૧૧

લાઠીઓના બહુજ ફટકા વીર યોદ્ધા ખમે છે,
ગાંધીજીનાં વચન સુણીને ભોગ આપી દીએ છે;
દેવીઓનો પણ લડતમાં ભોગ દીસે અપાર,
તે વાતો તો તમ થકી નહિ છે અજાણી લગાર.—૧૨
વિદેશીના અમલ થકી આ આપણી છે ગુલામી,
પૃથ્વી માંહે ભારતભૂમિની આબરૂ નાશ પામી;
શસ્ત્રો બીજાં નહિ અમ કને રે બહિષ્કાર વિના,
એની શક્તિ બ્રિટિશ જનને નક્કી હંફાવવાની—૧૩
દેશપ્રીતિ ધરી હૃદયમાં રાજ્યનું આનંદ છોડો,
ગુલામીની સઘળી જલદી ભાવનાને વખોડો;
આજે દેશોન્નતિજ કરવા રાષ્ટ્રશાળા બનાવો,
માતૃભૂમિ તણી જય તમે લોક માંહે ગજાવો.—૧૪
ગાંધી જેવા વીરનર પ્રતિ આપને કાંઇ માન,
તો આ સત્યાગ્રહસમરમાં આપજો સર્વ ધ્યાન;
ખાદીટોપી શિરપર ધરો, રાખી દેશાભિમાન,
વિદ્યાર્થીઓ બહુ જ કરશે આપનાં ગુણગાન."—૧૫
દેખી તુંને અતિશય મુદા કૂદતો આમતેમ,
માનું તેં આ મનપર લીધું રાખીને દેશપ્રેમ;
આચાર્યોને સહી લઇ જતો પિંડ પિતૃની પાસ,
ઓાલ્યા વિના પરહિત કરે ધર્મ છે સજ્જનોનો.—૧૬
સન્દેશાનાં વચન ગુરૂને આમ મારાં કહીને,
પ્રીતે તેના ચરણયુગમાં કાક! નક્કી નમીને;
તારે જાવું પછી બહુ ફુદી ઊડતાં ઊડતાં રે,
પિતૃઓની સમીપ પ્રીતથી પિંડ દેવા ત્વરાથી.—૧૭

ઇતિ ઉત્તરાર્ધ